એજ વીદવાને ધરમની ઊતપંતી તથા વરધી વીસે પોતાનાં ભાસાણવાલાં પુસતકમાં આતશ વીશે એકગમ એમ લખીયું છે કે: —

"અગની (આતસ) વીસે અતીઘણી જુની વાતો અથવા કથાથી અજાએબ થવા જેવું કંઈ નથી અને જો સરવે કથાઓમાંની જુની કથાઓમધે અગનીમા કંઇક અનદીઠ (યાને જે ચીજ નહી દેખી શકીયે તે) અને બેમાલુમ તોપણ ના નહી કહેવાએ એવી ખોદાઇ શકતી સમાયલી જણાવવામાં આવી હોય તો તેથી આપણને અજાયબ થવાની કંઈ જરૂર નથી."

"મી૰ ગલેડવીન" નામનો વીદવાન ગ્રંથકાર પોતાના "આઇને અકબરી" નામની ફારસી કેતાબના અંગરેજીમાં કીધેલા તરજુમામાં પાદશાહ અકબર આતશ વીશે જે વીચાર ધરાવતો હતો તે વીશે એમ લખે છે કે:-

"નામદાર અકબરનું ચેરાગ અને ઘણું કરીને આતશ ઉપર ઘણું મોટું એકીન હતું, કેમકે તેને તે મોટી રોશની (યાને ખોદા)નાં કીરણો ગણનો હતો."

આતશ વીશે બાઇબલમાં એમ જણાવે છે કે:—"ઊગમન દશાના લોકો એમ જાણે છે કે અગની (આતશ) જે છે તે પરમેસવરની ઇધાંની છે અને "કાલદીયન" લોકો તથા માજદીયસની પારસી લોકોબી અગનીને પરમેસવરની ઇધાની જાણીને તેને પોતાનાં દેહેરાંમાં (આતશખાણામાં) રાખે છે."

મી૰ કાલીદાસ પંડીત દેશાઇ નામના એક હીંદુ પંડીતે "મુકત મુકતી શાશતર" એવે નામનું એક પુસતક શને ૧૮૮૬ માં છપાવી બાહેર પાડયું છે તેમાં તે આતશ વીશે સફે ર૦૧) મે એમ લખે છે કે:—

"ઇસવરના નુરમાંથી પેદા થયલી અગની (આતશ) ની જયોતી છે, તેથી આતશ તેની ઓલખાણ આપનાર છે. આતશ સનમુખ ઊભા રહી શુખર લોબાન વગેરેની હવન કીરીયા કરવી, શનાન, ધીયાન, શૌચવીધી, પવીત્રતા, દયા, માફી, માતરાચારો, અરજવ (માંગી લેવું) વગેરે છોડવાં નહીં, એવી જરથોસતીઓની ઘણીક રસમો આરીયનોને મલતી છે. આ ઉપરથી જરથોસત પેગમબરે કરમ ઉપાસનાને ગ્નાન વગેરેની ખુબીઓ બતાવીને પોતાના ધરમની પરજામાં ચલાવી, તોપણ સરવ ચીજનો પેદા કરનાર ઇસવરછે, એમ તેણે જણાવવુ હતુ."

સતરમી સદીમાં ભેદી વીદયાના લખાણ કરનાર "રાબરટ ફલડ" નામનાં ઇંગરેજ ગરહસથે આતશ વીશે ઘણો શરશ ખોલાસો પોતાના પુસતકમાં કીધો છે:—તેમાં તે જણાવે છે કે "માણસ તથા આ દુનયાને માટે આતશને ઉતપન કીધેલો છે અને તેનો દરજજો બુલંદ છે; પણ શું એટલામાંજ તેની ખુબી સમાયલી છે? અય દુનયાના આચાકામ મધેના અવીચારી મનુશ! તારાં પોતાનાં શરીરમાંના ઝલકાટથી ભરેલો ચેરાગ શું એટલીજ બુલંદી ધરાવે છે? આ માટી રૂપી દેહમાં શું રોશની પ્રકાશતી નથી? અય ખુદરતી વીદયાના વાકેફગારી ધરાવનારા વીદવાનો! તમે તેનું વરણન કરો. આતશનાં કામોની નોંધ કરો. એ બાબત પ્રકૃતીની સાંકલમાં વીટલાયલી છે, એમ વીચારી સઘલી ચીજોના બાહેરના તેમજ માહેલા છેક બીતરના ભાગમાં તેની અસર થાય છે, એમ વીચારો. તું તથા તારી દુનયાં ફકત વચેના વસતુ છે અને બાહેરની તેમજ અંદરની બંને બાજુઓ એક સરખી છે, તેથી શું તેની ચમતકારીક સચાઇઓ તું સમજી શકશે! તારા દીલમાં ભય રાખી આતશની (તેના ભેદને માટે) આરાધના કર. જેમ દીલમાં ધાસતી સાથે, વાકું મોહડું રાખી તેને કેબલા તરીકે નમયા પછી એક માજી તેથી દુર થતો હતો તેમ તારૂં મોહડું તેની સનમુખ કરવાથી તું દુર રાખ. એક મુરતી પુજા તરીકે નહીં ગણાતા જયારે પુરાતમ ઇરાંનીઓ તથા તેમના ઉસતાદ માજીઓએ તેની પરશતેશ કીધી તયારે તેમાં અજાયબ થવા સરખું કંઈ નથી. ચમતકારોથી ભરેલ આ માહાભારત તતવની ખુબી જોઈ તેઓએ (યાને જરથોસતીઓએ) તેને નમી આરાધ-

વાનો તેમજ અતયંત સચાઈથી ભરેલા કેબલા તરીકે માનવાનો ઠેરાવ કીધો હતો; એટલું છતાં પણ માણસજાતે પોતાની ફીલસુફીથીજ નહીં પણ પોતાની સરવેથી સાધારણ બુધીથી તેને અશક્ય દેવતા ગણ્યો છે.”

“પ્રોફેસર ડાકટર રાહોદ” નામના એક જરમન વીદવાંને “અહુરમજદના કાયદાઓ શાથનો જીહોવાના કાયદાઓનો મુકાબલો” એવે નામનો એક રેશાલો છપાવી બાહેર પાડીઓ છે તેમાં તે આતશ વીશે પોતાનો વીચાર આપતાં એમ લખે છે કે:—

“અહુરમજદની બંદગીને માટે આતશને પવીતર જગયાઓ યાને આતશકદેહામાં રાખીને કેબલા તરીકે માનવાનો છે, જેમ કીધાથી મોબેદોની ગંભીર બંદગીનું ફળ સપર પેહેલું હાંસલ થાય છે. આ બાબદના મુલ વીચાર વીશે આપણે તકરાર કરી ચુકયા છીએ કારણકે આ જગીઆએ (યાને આતશખાનામાં) તો ઘણું કરીને ફકત અહુરમજદની જાહેર બંદગીનુંજ ફરમાન હોય એમ લાગે છે પણ પોતાને માટે ખાનગી બંદગી દરેક માજદીયસનાન રાતરે કોઈબી જગયા ઉપર કરે છે. એ આતશની પરસતેસ એટલી બધી પવીતર ગણવામાં આવે છે કે જે મોબેદ એ પવીતર આતશની જાલવણી કરીને તેને સદા રોશન રાખે છે તેને પોતાના ખરાબ દમથી આતશ અપવીતર નહી થાય તે માટે પોતાના મોહોડાં આગલ એક “પનામ” (પદાન) આડું રાખવું પડે છે, અને તેનાથી (મોબેદથી) આતશને પોતાના ખુલા હાથથી અડકી શકાતું નથી તેમજ આતશ ઉપર મુરદાં જેવી અપવીતર તથા નજીસ જણસો (હરેક જાતની નસા ભરેલી ચીજો) નાખીને અપવીતર કરવા માટે તેને (નસો બાલનારને) મોહોતની શીખસા ફરમાવી છે. હોરમજદી આતશપરસતી તપાસીને જોતાં ખુદરતી રીતે આપણને મુસાનાં પુસતકોમાં જણાવેલી જીહોવા (યાને ખોદા) ની આતશપરસતી યાદ આવયા વગર રેહેતી નથી જીહોવા પણ રોશણીમાં રેહે છે, તેનો મલીમાજ રોશણી છે અને અહુરમજદની માફક આતશમાંથી જાહેર થાય છે. તેના (જીહોવાના) ધરમગુરૂઓ પણ છ જાતના આતશો કબુલ રાખે છે જેમને તેઓ (જીહોવાનાં ધરમગુરૂઓ) જુદાનોના અપવીતર આતશથી જુદા ગણે છે; જેમાં પેહેલો એરોને આપેલા પેહેલા ભોગની વખતે આકાશ ઉપરથી ઉતરેલો પવીતર આકાશી આતશ જે હંમેશાં બલતો રહે છે તે. એ ઉપરથી આપણે સવાલ કરશું કે જીહોવાની આરાધના જે અહુરમજદની આરાધનાને મલતી આવે છે તે શુ ફકત અકસમાતથીજ ઉતપન થઇ હશે?”

“એડીનબરો રીવીવુ” નામનાં અંગરેજી ચોપાંનીયાંના અકટોબર સને ૧૮૮૫ વાલા અંકમાં “ઈરાનના અસલી રેહેવાસીઓ” એવે નામનાં મથાલાંવાલી બાબદમાં પારસીઓ આતશને ખોદાઈ નુર તરીકે ગણી માને છે તે વીશે એમ જણાવે છે કે “પારસીઓને આતશની પુજા કરવાનો જે દોશ દેવામાં આવે છે તે ખોટો છે. હાથે કરીને દવેસભાવથી અથવા તો અજાણપણાથી તેમને એ બદલામી લગાડવામાં આવે છે. જરથોસતે આતશને કાંઈ પુંજા કરવાને બનાવાઓ નથી, પણ તેમની સનમુખ ઉભા રહી તેની સવછતાને વખાંણી ખોદાને યાદ કરવાને બનાવીઓ છે. પારસીઓ કદી બીડી પીતા નથી. તેઓ આતશને હોલવતા નથી. અને પાણી અથવા આતશને ખરાબ કરતા નથી. તેઓ જે કુસતી બાંધે છે તે જરથોસતી ધરમની એક ખાસ નીશાન છે. તે ઉનના ૭૨ તારોની બનાવવામાં આવે છે. એ ૭૨ તાર ૭૨ યજસનીના ૭૨ હાછે. તે બાંધતાં ખોદાને યાદ કરી શારાં કામો કરવાની ફરજ બતાવેછે અને વંદાદાદના પુસતકમાં સુગડાઈ, સફાઇ તથા નીતીનાં લખાંણો છે.”

કરનલ હેનરી એસ. આલકાટે મુંબઇના ટાઉનહાલમાં પારસીઓના ધરમ વીશે કરેલાં ભાશાંણ વેલા પારસીઓને જુદદીનવાલાઓ આતશપરસત કહે છે તેના રદીઆમાં તે વીદવાને એમ કહી સમજાવીજ હતું કે:—

"પારસીઓને આતશપરસત કહેવામાં આવે છે પણ તે તદનજ ખોટું છે. તેઓ તો આતશ તેમજ સુરજ તથા આંવાંઅરદુઇશુર જેમાં સઘલી રોશનીઓનું ગેબી નુર તથા સઘલા જીવજંતુઓની ઉતપંતી સમાયલી છે, એમ વીચારીને અહુરમજદનું નામ આપી તેનો કેબલો કરે છે."

જરથોસતીઓ આતશને ખોદાઈ નુર તરીકે ગણી ખોદાની બંદગી કરે છે ને વીશે "તવારીખે તબરી" નો બનાવનાર અબુ જાફર નામનો એક નામીચો મુશલમાન અરબ ગરંથકાર પોતાના પુશતકમાં એક ઠેકાંણે એમ લખ્યો જાએ છે કેઃ—

"પાદશાહ કેખશરૂ પોતાના બાપના ખુનનુ વેર લેવાને પેહેલાં અફરાશીઆબની શોધમાં નીશફલ થયો તયારે પાછો ઇરાનમાં આવીને પોતાની સતા ચોકસ કીધી અને તેઆર પછી પરવરદેગારની બંદગી કરવા કીજે તેણે આજર બાએજાનના આતશખાના તરફ પોતાનું મોહોડું ફેરવીઊં (યાને તયાં ગયો.)" (તબરી ફીરદોસીની આગમજ થઇ ગયો છે.)

ઈરાન દેશનાં શેહેનશાહ નાસરૂદીનનો હીંદુસથાન ખાતેનો માજી એલચી નામદાર "મીરજા હુસન કુલીખાંન" તારીખ ૧૪મી મારચ સને ૧૮૮૬ ને દીને મરહુમ શેઠ કાવશજી બેહેરાંમજી બનાજીના આતશબેહેરાંમ શાહેબનું મકાંન જોવા આવયો હતો. તે વેલા જરથોસતી ધરમ બાબે વીચાર જણાવતાં પારસીઓ આતશને એક નુરી કેબલા તરીકે ગાન આપે છે અને જેવો તેઓને આતશપરસત કહે છે તે ખોટું છે તે બાબે એ નામવરે એમ જણાવયું હતું કેઃ-

"જેઓ પારસીઓને આતશપરસત કહે છે તેઓ એક મોટા ગુનાહ કરેછે કારણ કે પાક યજદાંની બંદગી અને અહુરમજદની પરસતેસ કરનારાઓને એમ કેહેવાથી ખુદ યજદાં અથવા અહુરમજદને એક મોટું અપમાન કરયા બરાબર છે, અને એમ બોલનાર પુરૂશ પોતે યજદાંપરસત નથી એમ પોતાને સાબેત કરી આપે છે. કુલ જહાંનમાં આતશની બરોબરી કરનારી બીજી કોઈપણ ચીજ નથી અને આતશનો કેબલો ખરેખર યજદાંનો કેબલો છે. યજદાં સરવે વખતે અને સરવે ઠેકાંણે હાજર હોય છે પણ તેને કોઇ જોઈ શકતું નથી તેમજ આતશ (ગરમી) સદા કાલ સરવે ઠેકાંણે છે પણ તેબી જાહેર નથી. ગરમી વીનાં દુનીયાં હયાતી ભોગવે એ માનવુંજ ખોટું છે, માટે તે ગરમીનું મુલ (આતશ, ખુરશીદ) યજદાંની શકતી અને તવાંનાઇનું ખરું પરતીનીધી છે. ખોદા છે તયાં લગી ગરમી છે અને ગરમીથીજ દુનીયા સરજાઇ છે અને ચાલુ છે. માટે એ ગરમીના મુલ (આતશ, ખોરશેદ)ની સેતાયસ ઘટતી અને તદન વાજબી છે. અને તેટલા માટે આતશ-ખુરશીદની સામે ઉભા રહી બંદગી કરવી એ ખોદાઈ દરગાહમાં બંદગી કરયા બરોબર છે. અને તમો જરથોસતીઓ તમારા જેહાનઆશકાર તરીકા પરમાણે ચાલી યઝદાંપરસત અને અહુરમજદપરસતનું માન ભરેલું નામ જાલવવાને ભાગ્યશાલી છો. ઇરાનમાં દાનેશવરો પોતાની દાનેશ તથા વીદયાના સબબથી આતશ (ગરમીનાં મુલ) ને વાજબી કારણ આપે છે, એવું માન દરેક ખોદાપરસતે આપવું ઘટારત અને સજાવર છે. આટલું કહી એ નામવરે ઘણા ગંભીર અવાજે એક ટુંક દુઆ કીધી હતી અને ખોદા પાસથી ખરા અંતકરણથી ચાહયું હતું કે કદીમ ઈરાનનાં નામનો આતશ સદા રોશન રહે." આ દુવા તેમના સેક્રેટરીએ ગુજરાતીમાં સરવેને કહી સંભલાવી હતી.

"લારડ બીશપ મીયુરીને" "ઝોરાસટર એનડ ક્રાઇસટ" એવે નામના પોતાના રસાલામાં આતશની બુલંદી વીશે ૪૦ મે સફે લખયુ છે કેઃ—

"હજરત જરથોસતે પેગમબરી દાવો ઊઠાવેઆ બાદ, માતર એખલા એકજ ખોદાની પરસતેશની રીતીજ સજીવન કીધી હતી એટલુંજ નહીં પણ આગલા ઇરાનીઓની બંદગી કરવાની જે સઘલી પાકીજેહ રાહ રીતીઓ હતી, તે રાહ રીતીઓબી એ જરથોશતે પોતાના જમાનામાં પાછી સજીવન કીધી હતી. એ રીતીઓમાં સઉથી ખાસ રીતી તે આતશને કેબલો ગણીને ખોદા-

તાલાની બંદગી બજાવવા બાબેની હતી. કે જે ખોદાતાલા અસલી ઈરાંણીઓના માહ બુલંદ એતેકાદ મુજબ, તમાંમ જાતની રોશની અને નુરમાંજ સદાકાલનો ગરકાવ છે. આગલા વખતમાં આતશની પાશબાની કરનાર ઇરાની ધરમગુરૂઓને "સોસીએનતો" કરી કેહેતા હતા, કે જે પુંજારાઓને હીંદુઓના ધરમ પુસતક "વીદા"માં "આથરવાન" કરી જણાવેલા છે. હીંદુઓના "રીગવેદ" પુશતકમાં આથરવાનને આતશનો શલગાવનાર, અથવા આતશને રોશન કરનાર તરીકે જણાવેઓ છે. હવે આગલા જમાનાના રોમન લોકોબી, અસલ ઈરાન સરજમીનમાંથીજ જુદા પડીને, યુરોપના ભાગ તરફ આવી વશેલા જણાએ છે. અને પેલા બરાહામોન લોકોનું ટોલું ઇરાનથી નીકલીને હીંદુસથાન તરફ આવયું હતું, તેનીબી ઘણા આગમજના વખતમાં એ રોમન લોકો જુદા પડેલા દીશે છે, અને એ રોમન લોકોબી આતશની કેબલા તરીકે પુંજા કરતા હતા. તેઓના પુંજારીઓને "ફલેમાઇનસ" કરી કેહેતા હતા. અસલ "ફલેર" બોલનો માએનો આતશને સુલગાવવું, અથવા રોશન કરવાનો અથવા બલતું કરવાનો થાએ છે, અને એ ઉપરથી આતશને રોશન રાખનાર, અથવા આતશની પાશબાની કરનાર સખસોને "ફલેમાઈનસ" કરી કેહેતા હતા. એવા શખસોની પાશબાની હેઠલના આતશને, કંઈબી જાતની પાક ક્રીઆના અથવા ભણતણના કામ સીવાએ, કોઇબી બીજાં કામસર કોઇને આપવામાં, કે વાપડવા દીધામાં આવતા નહીં હતા. કોઈબી જાતની ગલીચ કે અપવીતર ચીજથી અથવા મરણ પામેલી લાસના અડકવાથી, અથવા કોઇ મરણ પામેલાંઓની ખોર આગલથી તેવા આતસને શદા દુર રાખતા હતા, તથા તે આતશના પાશબાનોબી એવીજ ચીજથી સદા અતરંગ રેહેતા હતા. જેઆરે આ આતશના પુંજારીઓ કંઇ ક્રીઆ કામ કરતા હતા તેઆરે પોતાનાં હાથમાં પેલો "વીલગાકામીટેકયુલા" નામનો રોપો અથવા દાંખરી રાખતા હતા, કે જેને જરથોસતી લોકો ધારાઆ મેલે "બરશમ" કરીને કહે છે. અને એ આગલા વખતના રોમન લોકોના પુંજારીઆ એટલી બધી ચોખાઇ અને પવીતરાઇ વાપડતા હતા કે, બદનપરના કાપેલા બાલ અથવા નખોબી ખાડા ખોદીને જમીનમાં દાટતા હતા. હવે પારસી લોકોના વંદીદાદની ૧૭મી ફરગરદમાંબી એવુંજ ફરમાન જણાવેલું છે,—અને દાદાર અહુરમજદે જરથોસતને એમ ફરમાવેલું છે કે, "એ જરથોસત, કાપેલાં બાલ તથા નખ દુરની જગાપર લેઇ જઇને, ખાડો ખોડીને દાતવાં જોઇએછે." આગલા વખતના રોમન લોકો, જે પુંજારીઓને "ફલેમેન" કરી કહેતા હતા, તેવા શખશોને હીંદુ લોકો "બરાહામીન" કરીને કહે છે એ એક બીજાને અછી રીતે એક મલતું આવે છે, અને "બરાહામાં" અથવા "ફલામા"નો અરથબી આતશ અથવા બલતાંનો થાય છે. એક નીરમલ અને પાકીજેહ આતશનું નુર અથવા-રોશની તે પરવરદેગારના અશલ નુરના કેબલા તરીકે ઘણીજ બરોબર રીતે માનને લાયક છે, કે જે પરવરદેગાર પોતેબી એક શદાકાલનું ઝલકતું નુર છે. જે ધરમગુરૂઓ અથવા પુંજારાઓ તે આતશની પાશબાની કીજે રહે છે, તે પુંજારીઓએબી ગોયા ખુદ પોતાને હીલતા ચાલતા આતશના શોભા તરીકે ગણીને શરવે પરકારે પોતાનાં તન-મનને પવીતર અને સફાઇદાર હાલતમાં રાખવાં જોઇએ છે. તે પાક ખોદાતાલાના નુરને સદાકાલ ઝલકતું અને સફાઇદાર રાખવા કીજે. જે સઊથા સારી તથા શુક્કી અને સુગંધી ચીજોની અગત હોએ છે, તે અગતની ચીજો પુરી પાડવા કીજે, તથા બંદગી અને ક્રીઆ કામો કરવા કીજે, પેલા પુંજારા અથોરનાનોએબી પોતાના તન-મનને શદા નીરમલ અને પવીતર હાલતમાં રાખવાં જોઇએ છે. પારસીઓની આતશની આરાધનાં તે મુરતી પુંજા છે, એમ વીચારવાથી હું ઘણો વેગલો છું. જે કોઈ પારસીઓને માથે આ અતી ઘણા હીના ગુનાહનો વાંક મેલે છે, તેવા સાબેત તો કરી શકતા નથી કે પારસીઓ આતશ અથવા આફતાબને ખોદા હોય તેમજ માને છે. માટે આવો વાંક મુકનાર બદબોઈના અતીઘણા ધીકારવા જોગ અપરાધનો ખચીતજ ગુનેહગાર થાય છે."

---

# વરતમાન પતરોનાં મત.

આ વરશનાં ઝોરાસટરીઅન કેલેંડરમાં એક નવીજ બાબદ આવી છે તે એકે જરથોસતી ધરમની તરફેણમાં પ્રખ્યાત અંગરેજો, ફરેંનચો જરમનો અને મુસલમાન લખનારાઓએ આપેલાં મતો એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી જે વણ એક જાણીતા પારસી ધરમગુરૂ છે તેવણે લીધાં છે. મજકુર ધરમગુરૂએ કેટલીક મેહેનત અને શોધથી એ સંગ્રહ લખેલો લાગે છે, તેથી એ કેલેંનડરના ખપમાં વધારો થશે.

ટાઈમસ આફ ઈનડીઆ—તા૦ ૩ જી અકટોબર ૧૮૮૮.

---

હાલનાં કાલેંનડરમાં એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી જેવણ એક ભણેલા પારસી ધરમગુરૂ છે તેવણે મેહેનત લેઈ જરથોસતી ધરમ વીશે એક ઘણોજ બોધકારક રેસાલો લખીઓ છે. જરથોસતી ધરમની મોતેબરી વીશેનો ટુંકો અને અસરકારક હેવાલ, જરથોસત પેગંમબરની વીદવતા ભરેલી ફીલસુફી અને બીજા ધરમી બાબદોની સારાં મંડલમાં લાયક રીતે પીછાન થાઈ છે. એવી કલપના કરવામાં આવી છે કે પારસી બાલકો સારૂ સવપેલી નીશાલ માટે ચોપાનીઆના આકારમાં મજકુર હેવાલ ફરીથી પરગટ કરવામાં આવશે. જેઓએ એ રેસાલો વાંચીઓ છે તેઓ તેનાં ખરાંપણાં અને અગતીઅતા વીશે સારી ગવાહી આપે છે.

મુંબઈ ગેઝટ—તા૦ ૧૫ મી અકટોબર ૧૮૮૮.

---

જરથોસતી ધરમની મોતેબરી—પારસીઓના પેગમબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા વીધવાંનોએ આપેલાં મતને કંઈ સંખ્યાબંધ પુસતકો, ચોપાનયાંઓ અને નયુસપેપરોમાંથી ખોલી કાહાડીને તેમના સામતા સંગ્રહનું એક ચોપાનયું એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી નામનાં એક ઉલતમંદ અને એકમારગી અથોરનાને બાહાર પાડયું છે. આ ચોપાંનયાંને ચાર ભાગમાં વેહેંચવામાં આવયું છે અને એ ચાહરે ભાગોની બાબતો એક સરખી અગતની અને ઉપયોગી છે જેવી કે પેગમબર જરથોસતની તારીફ, આતશ તથા માનશ જાતને ધરમ પાલવાની બાબત. એરવદ દાદાભાઈ દોરડીએ આ શુધાં બે તરણચોપાંનીઆંઓ રચીઆં છે જે બધાં એવાં તો ઉપયોગી છે કે તેઓની તરફથી હવે પછીના નીકલતાં બીજાં એવાંજ કોઈ ઉપયોગી ચોપાંનયાંની રાહા હમો આતુરતાથી જોયા કરશુ.

મધુરવચન—ડીશેમબર ૧૮૮૮.

---

જરથોસતી ધરમની મોતેબરી—જરથોશતી ધરમની મોતેબરી અથવા પેગમબર જરથોશત અને તેની દીન વીશે જુદાં જુદા વીદવાંનોએ આપેલાં મતોનાં સંગરહવાલું ચોપાંનીઉ તેના બનાવનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી તે પરીંશની પધરામણી, દાદગાહે નોશરવાંન તથા પુરાતમ આતશબાનાંનાં કરતા તરફથી મલયુંચ તે માન શહીત કબુલ રાખીએ છીએ. જવાન છોકરા અને છોકરીઓને તન મનની અપાતી કેલવણી શાથ ધરમનીતીની કેલવણી આપવાની અગત દરએક કોમવાલાઓ શમજે છે કે જેથી ઉધરતી વયે પોત પોતાના ધરમોના કલામો અને ફરમાનોથી વાકેફ થાય અને ધરમ ઉપર વધારે ઓશતવારીથી તેઓનો એતેકાદ મજબુતી પકડે. આવો મોતેબર વીચાર ધરાવી, જરથોશતી કોમના ઉધરતી વયેના જવાન મરદ અને અબલાઓને ધરમ ઉપદેશ કરવાના હેતુથી, જુદા જુદા વીદવાનોનાં મતોનો શંગરહ કરી એરવદ દાદાભાઈએ જે ચોપાનીઉં છપાવી બાહેર પાડીઉંચ તે કામને જરથોશતી કોમ તરફથી આશરો આપવો ઘટે છે. આ ચોપાંનીઆંમાં શમાશ કરેલી બાબદોને રચવામાં જરથોશતી મહજબની ઘણીજ ચોપડીઓ, ચોપાંનીઆંઓ તથા વરતમાન પતરોની ફાઈલોની મદદ લીધી છે જેમ કરતાં અલબતાં ઘણી મેહેનત પડી હશે તે છતાં આ ચોપાંનીઆંની કીંમત માતર ચાર આના રાખીચ જેથી સરવે જરથોસતીઓને આ ચોપાંનીઆંનો લાભ પોતાનાં ફરજંદોને આપવાને બની શકશે. એરવદ દાદાભાઈએ પોતાના હમદીન ભાઈઓના ફાયદા માટે મેહેનત લીધીચ તે શતુતી પાતર છે. આ ચોપાંનીઆંવાલી બાબદના પાંચ ભાગ કરીઆમાં આવીઆચ જે મધેના પેહેલા ભાગમાં—અશો પેગમબર જરથોસતની તારીફ બાબે તથા જરથોશતી ધરમની ખુબી વીશે પરકોમના પુરવીન મહરસાથીએ જે મતો આપીઆંચ તેનો સમાશ કરીઓ છે, બીજા ભાગમાં જરથોસતીઓ એકજ ખોદાને માનનાર છે તે બાબેની ઉમત સાબેતીઓ આપી છે, તરીજા ભાગમાં આતશની ખુબી વીશે તથા જરથોસતીઓ આતશની સનમુખ બંદગી કરે છે તેથી તેઓ આતશપરસત ગણાતા નથી એવી મોતેબર સાહાદતો ટાંકી બતલાવી છે, ચોઠા ભાગમાં હરેક માણસ જાતે ધરમ પાલવાના અગત છે તથા તેથી અગણીત ફાયદા થાય છે તે બાબે લંબાણ વીચારોનો શમાશ કરીઓ છે તથા પાંચમાં ભાગમાં જરથોશતી લોકો ઈરાંનથી હીંદુશથાન આવી વશીઆ તેની અગાઉ થોડાક મોબેદો હીંદુસયાનમાં આવીઆ હતા તેઓને લગતી કેટલીક જાણવા જોગ હકીકત પરગત કરી છે. આ ચોપાંનીઆંમાં શમાવેલી બાબદો જરથોશતીઓને વાકેફ થવા માટે ઘણી અગતની છે. જરથોશતી છોકરા અને છોકરીઓની નીશાલના ઉપરીઓને ભલામણ કરીએચ કે બાલકોને ઈનામો આપતી વખત, આ ચોપડીઓનોબી ઉપીયોગ કરીઆમાં આવે તો જરથોશતી મહજબની માહીતી મેલવવાને ઉધરતી વયના વીદયારથીઓને શારૂ ઉતેજન મલે.

અખબારે સોદાગર, સમાચાર દરપણ તથા મુંબઈ ચાબુક—તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૮૯.

"જરથોશતી ધરમની મોતેબરી"—એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી નામના એક ઉમંગી અને મેહેનતુ મોબેદ જેઓ "પુરાતમ આતશખાના" નામે એક ચોપાંનીઆંના કરતા દાખલ જાણીતા છે તેઓએ પોતાના પારસી ભાઈબંધોને માટે હાલમાં મથાલે મેલેલાં નામનું એક બીજું મોટા કદનું પર) સફાનું ચોપાનીયું પરગટ કીધું છે. તેમાં કંઈ અવસતા વાણીને આધારે કે આજની વીદીયાની રોશની ઉપરથી જરથોશતી મજહબની બુલંનદીનું બયાંન કીધું નથી, પણ માત્ર "પેગમબર જરથોસત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાનોએ આપેલાં મતો" નો જુદાં જુદાં પુસતકો ઉપરથી સંગ્રહ કીધોછે. હવે આવા સંગ્રહની પારશીઓને જરૂર નથી એમ અમે કેહેવા માંગતા નથી; બલકે એવાં એક સપુરણ અને ભરશોદાર સંગ્રહના દફતરની મોટી જરૂર છે એમ કહીશું તો ચાલશે. એરવદ દાદાભાઈ દોરડીનું નાનું પુસતક તેવા એક કીમતી ગ્રંથની ગેરહાજરીમાં અંગરેજી ભાશાથી અથવા જરથોસતી મહુજબ બાબેના ઉતંમ લખાંણોથી બેનશીબ રહેલા પારશીઓને માટે જાણવાંજોગ સારથી ભરપુર છે. જેના તેઓએ કેટલા ભાગો બનાવીને પેહેલાંમાં "પેગમબર જરથોશતની તારીફમાં" જુદા જુદા અરવાચીન કે પરાચીન પણ સઘલા જુદદીન યાને પરકેમવાલા લખનારાઓ શું શું કહી ગયા છે તેના ટુકા ઉતારા કરી લીધા છે; તેમજ બીજા ભાગમાં "જરથોસતી ધરમની તારીફમાં" તેઓ શું શું લખી ગયા છે તે ઉતારી લીધું છે. આ છેલો ભાગ પેહેલાં કરતાં ઘણો મોટો છે, અને તેમાં એરવદ દાદાભાઈએ પારશીઓના ધરમ વીશે કોઈ પણ લખનારનું લખાણ પડતું નાખેલું અમે માનતા નથી. આ એરવદ સાહેબે આટલી બધી ખંત અને જેહેમત લીધી છે તે માટે અમો તેમને શાબાશી આપીયે તો તે ફોકત કેહેવાશે નહીં; પણ જયારે વાંચનારને અમો જણાવીશું કે આ એરવદને અંગરેજી ભાશાનું મુલતયું ગ્નાન નથી અને તેઓએ જે કંઈ ઉતારા લીધા છે તે માતર મજકુર લખનારાઓનાં અને તેમનાં લખાણોનાં ગુજરાતી ભાશામાં થયલા ઉતારાઓ અથવા નોંધો ઉપરથીજ લીધા છે ત્યારે તે સઘલું ભેગું કરવાની એરવદ દોરડીની જેહેમતની એક અવાજે કદર બુજશે.

ગરત ગોફતાર તથા સતય પ્રકાશ—તા૦ ૩૧ મી મારચ ૧૮૮૯.

---

જરથોશતી ધરમની મોતેબરી—ઉપનું ચોપાંનીઉં તેના બનાવનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી તરફથી હમુને મલ્યું છે જેની પોહોંચ માન સાથ સવીકારતાં હમને સંતોશ ઉપજે છે કે જયારે જરથોશતી ધરમ ઉપર કેટલાએક ચોબાવલા જુવાનોનું મગજ દામાદોલ ભરેલું હાલના જમાનામાં આપણે જોઈએ છે તો તેવા વખતમાં જરથોશતી ધરમની મોતેબરી વીશે દાખલા દલીલ શાથનું ચોપાંનીઉં એક પગ આશીરવાદને લાયકનું થઈ પડશે. ઘણાઘણાં કાબેલ વીદવાનો તરફથી સપેંનતમાન જરથોસત પેગમબર સાહેબે ફરમાવેલી ભલી માજદીયસની દીન વીશેના પરકેમના ફીલસુફોએ તેઓનાં મહાભારત વીચારો દરશાવેલાં વાંચવાની આપણે આશા રાખીશું પણ તે અરસામાં હ્યપતનમાં આ એક ગરીબ એરવદ શાહેબ તરફથી પોતાના મોબેદીના ધંધામાંથી ફુરશદ મલતાં તેણે કીધેલી મેહેનતના આ શુંદર ચોપાનીઆં માટે સંતોશ માની લઈશુ ઘણીક પુરાતમ કીતાબોમાંથી દાખલા દલીલો ચુટી કાહાડીને જે સંગરહ કરવામાં આવયો છે તે એટલો તો મુસતકીમ છે કે માજદીયસની દીન ઉપર પુરતું એકીન ધરાવનારાઓ હીંમતથી કહી શકશે કે આ સંગરહ હાલનાં જમાના કરતાં હવે પછીની ઉભરતી ઓલાદના અંદર એક સતંભ જેવો થઈ પડશે. આ ચોપાંનીઉં દરેક જરથોશતીઓને વાંચવા લાયક છે એટલુંજ નહીં પણ ખરૂં પુછાવો તો અભીઆશ કરવા લાયક છે અને તે શાથે હમો આગલ વધી એટલુ પણ ઈછીશું કે અગર જો આ એરવદ સાહેબ મેહેનત લઈને પોતાથી ન બને તો તેવા બીજા કાબેલ ગરહસથો પાસે એને અંગરેજીમાં તરજુમો કરાવી બાહાર પાડશે તો જરથોશતી ધરમ વીશેનાં મોતેબર વીચારો આપણી ભલી રાજ કરતી કોમના વાંચવામાં આવવાથી જરથોસતી ધરમ અને ખુદ જરથોસતીઓ વીશેના માન અને દરજજામાં વધારો થશે. જેટલા દાખલા અંદર સમાવામાં આવયા છે તે જોકે થોડા છે તોપણ સંતોસકારક છે અને એરવદ દાદાભાઈનો એવોજ રીતનો પોતાનો ફુરસદનો વખત એવાં મહાભારત કામમાં રોકી તેથી પણ વધારે દાખલાઓનો સમાસ કરી એક દલદાર સુંદર ચોપાંનીઉં બાહાર પાડશે તો અલબતાં એવનના રંજનો ગંજ મલીઆ વગર રેહશે નહીં એમ હમો હીંમતથી કહીયે છાયે.

ભરૂચ મીત્ર—તા૦ ૩જી એપરેલ ૧૮૮૯.

---

"જરથોસતી ધરમનો મોતેબરી." મારી પયારી બેનો, જાઈ અને નાજાં, આપરા અશો પેગમબર જરથોસત અને તેમના નેક મહુજબને લગતું એક નાનું ચોપાંનીઉં મારા હાથમાં આવયું છે તે ઉપર તમારૂં ધેઆંન ખેંચવાની રજા લેઉં છું. આ ચોપાંનીઆંનુ નામ "જરથોસતી ધરમની મોતેબરી" કરીને છે, અને જોકે તે આસરે પચાસએક પાનાનું, નાના કદનું છે, તોપણ તે આપરા ધરમની ખરી મોતેબરીજ રજુ કરે છે. આ ચોપાંનયાંનાં કરતા એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી છે, જેમને હાથના પુરાતમ આતશખાનાને તમે હમેશ વખાણો છો. આ મોબેદ બીચારો અંગરેજી ભાશા બીલકુલ સમજતો નથી, તોપણ તેણે સઘલાં ગુજરાતી દફતરો, ચોપાનીયાંઓ અને વરતમાન પતરોની કંટાલા ભરેલી ફાઈલો ઉઠલાવી તે મધેથી જુદદીન વીદવાંનો આપરા મહુજબની તારીફમાં શું શું લખી ગયા છે તે ભેગું કીધું છે. તમો બેનોને તો ગઈ કાલનુ વરતમાન પતર આજે વાશી પડે છે, તયારે આ મોબેદને બીચારાને વરશોની જુની ફાઈલો ઉઠલાવતાં કેટલો કંટાલો ઉપજયો હશે ? પણ વીદયાનો શોખ નવરોજ છે, જેને આપણે કંટાલો સમજયે છીએ તેને શોખીલા વીદવાંનો "મોહોબતની મેહેનત"ને નામે પીછાને છે, અને આ ગરીબ મોબેદ સાહેબે પોતાના મહુજબ ઉપરની મોહબતને ખાતર એટલી તસદી ખેંચી હોય એમ મને લાગે છે. હું આ પુસતકને આપરાં નાનાં બાલકો માટે ઘણું અગતનું ગણુ છું. પણ જો તે બાલકોના હાથમાં અમથું મેલવામાં આવે તો તે કાંઈ બાલકો ઉલટથી વાંચવાનાં નથી. મારી પીરોજા, રોદાબે અને જાલ આગલ દર રોજ રાતના રાતના માતર એક એક પાનું હું વાંચી સમજાઉં છું, પણ તે ઉપર અમુને એક કલાક લાગે છે. દરએક ફકરો કીયા વીદવાંનોનાં લખાંણ ઉપરથી લીધો છે, તે વીદવાંનને લગતી વીગતો, તે કયા જમાનામાં થઈ ગયો, તે કયા દેશનો રેહેવાશી હતો, તેને લગતી ભુગોલ અને તવારીખના ગ્નાન શાથ જયારે એ ફકરાઓને લગતી હું શમજ આપુંછું, ત્યારે તેઓ

જાણે અરેબીયન નાઈટસની વારતા સમજતા હોય એવી ઉલટથી સાંભલે છે. આવી અગતની પણ લુખી બાબદો બાળકોના મન ઉપર ઠસાવવાનો એજ ખરો રસતો છે. વલી એવી રાતે સમજાવતી વેલાએ તેઓ જે નીરદોશ સવાલો કરે છે તેથી અમુને ઘણી ગમત પડે છે. મારી ખાતરી છે કે, માતર આ ચાર આનાવું ચોપાનીઉં તમો બેનોને પણ આપણા પુરાતમ મહજબનો સારો ખયાલ આપી શકશે. દરએક જરથોસતી માતાને હું આ ચોપાંનયાંની ભલાંમણ કરતાં અચકાતી નથી, અને જો જરથોશતી નીશાલોમાં ઈનામો આપવાનું મારા હાથમા હોય તો ગુજરાતી બીજી ત્રીજી ચોપડીઓને બદલે હું આ ચોપાંનયું મોટી ખુશી શાથ આપું. મેં તમો બેનો ઉપર તમુને પસંદ પડતી ચોપડીઓ વાંચવા મોંકલવાની કબુલાત આપો છે, પણ દલગીર છું કે પેહેલીજ વાર મને કબુલાત તોડવી પડશે, કેમકે માતર ચાર આના જેટલી નજીવી કીમતનું આ ચોપાનીઉં તમો જેવાં બેનોએ ખરીદીને પોતા પાસે રાખવું જોઈએ. અલબતાં તમુને એ ચોપાંનીઆંમાં જોદણીની અને એબારતબંદીની કેટલીક ખાંમીઓ જણાશે, પણ તમારે જાણવું જોઈએ કે, જાહાજી કેળવણી વગરના એક ગરીબ મોબેદની એ એક કમીની કોશેશ છે અને તેમાં તેવણે પોતા તરફનું કંઈ પણ આપવાને બદલે નામીચા વીદવાંનોનાં મતો ભેગાં કીધાં છે. હાલ એજ અરજ"

કૈસરે હિન્દ—તા૦ ૭ મી એપરેલ ૧૮૮૯.

---

જરથોશતી ધરમની મોતેબરી અથવા પેગંબર જરથોશત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાંનોએ આપેલાં મતોનો સંગરહ કરી લખનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી. તે પુરાતમ આતસખાનાનાં કરતાં, મુંબઈ, વરતમાન છાપાખાનું, ૧૮૮૯

ફકત બાવન પાનાનું આ એક નાધકડું ચોપાંનયું છે પણ તે એક ગરીબ મોબેદ સાહેબના ખરા ઉદયોગનું પરીણામ છે. એરવદ દાદાભાઈ ઈંગરેજી ભાશા બીલકુલ સમજતા નથી, તે છતાં તેવણે આ ચોપાનયું અજબ જેવાં ખંટીપણાંથી તઈઆર કીધું છે. તેમાં યુનાની, ફરેંચ, લાટીન અને ઈંગરેજી ભાશાના પુસતકોની જગે જગ સાહદતો ટાંકવામાં આવી છે, જે સઘલું તેવણને વરસો સુધી ચાલુ અભયાસ પછી ગુજરાતી ભાશામાં પરગટ થએલી દીન ધરમની ચોપડીઓ, ચોપાંનયાંઓ અને વરતમાન પતરોની ફાઈલો મધેથી મલી આવયું છે. તવારીખે કદીમ ઈરાંન, કે તવારીખે સાસાનીઆન, તજકરતોલ હોકમા, કે તવારીખે મલુકે, તવારીખે જરથોશતીયાન, જેવાં પુરાતમ પુસતકોને આ ખંટીલા એરવદ સાહેબ ભુલયા નથી, કે નથી તેવણે જરતોસત નામું, જરથોસતી ધરમના રેસાલા, હેવાલે જંદ અવસતા, દીને માજદાયશની, ફેરાગતે દીને જરથોસતી, ફરમાને જરથોસત, દબેસતાન, દશાતીર, ગુલજારે નશીયત, જેવાં જાણીતાં પણ હાલ ભુલાઈ જતાં પુસતકોને વીશારયાં વલી તે ઉપરાંત જરથોશતી અભયાસના અંકો, પારશી પરકાશ, પારશી મીતર, જગત મીતર, બામદાદ, ઈતયાદી પતરો યા પરખયાત જુનાં પુસતકોના પોઠા ઉઠલાવવામાં એ એરવદ શાહેબે આલસાઈ કીધી નથી. એ સઘલું જાણે વલી થોડું હોય તેમ હાલમાં ચાલુ વરતમાંન પતરો અને માસીક ચોપાંનયાંઓનો પણ તેવણે જગેજગ લાભ લીધો છે. જેઓ એમ કહે છે કે ગુજરાતી ભાશાના પુસતકોમાં ઝાઝો દમ નથી, તેમને આ નાનાં ચોપાંનયાંની મારફતે એરવદ સાહેબે બતલાવી આપયું છે કે એ ભાશામાં વીદયા હુનરના પુસતકોની ગમે એટલી ખુટ હોય તોપણ દીનદુસત જરથોસતીઓ અગરજો પોતાના પુરાતમ ધરમ માટે એ ભાશાની મારફતે જ્ઞાન લેવા માગતા હોય તો તેમને માટે બારણું ખુલ્લું પડેલું છે. આટલા બધા ખંતીલા અભયાસ પછી એરવદ દાદાભાઈએ આપણી સાંમે રજુ કીધેલાં ચોપાંનયાંના પાંચ ભાગ કીધા છે, જેમાં ભાગ પેહલો પેગંમબર જરથોશતની તારીફ ઉપર રોકેલો છે. પણ આ તારીફ જરથોશતીઓને મોઢથી નથી, તે આ પુસતકની મુખય ખુબી છે. તમામ જુદદીન વીદવાંનો અને આલમાઓ આ અશો પેગંબર માટે શું શું લખી ગયા છે તે સીલસીલાબંધ વાંચતા કોઈ પણ ચુસત જરથોસતીનું હઈડું હરખાયા વગર રહે નહીં. એજ રવેશે બીજા ભાગમાં જુદદીન વીદવાંનોની જરથોશતી ધરમ વીશેની તારીફ સમાવવામાં આવી છે. આ બે ભાગ દરેક જરથોશતીએ ફરી ફરીથી વાંચવા જોગ છે એટલુંજ નહીં પણ પોતાના અશો પેગંમબર અને તેનાં શાચા મહજબને ખાકી ઈનશાનો તરફની સરટીફીકેટની કશી પણ જરૂર હોય તો તે માતર આજ ચોપાંનીઆં મધેથી પુરતી રીતે મલી શકશે. કેવા કેવા આલમાંઓની આ પુસતકમાં સાહદતો તાંકવામાં આવી છે તે માતર પુરાતમ જમાનાના પલીની, પલુતારક, આગાઠીયસ અને સતરેબોના નામ ઉપરથીજ જણાશે. વલી નામીચા યુરોપીઅન આલમાંઓની સાહદત તરીકે ડાકટર સટાનલી, લારડ બાયરન, બરકલે, હાઉગ, સર વીલીયમ જોનસ, કોબ, ઈતયાદીનાં નામો જોવામાં આવે છે. અલબતા અંગરેજી ભાશાના અજ્ઞાનપણાંને લીધે એ નામો આપવામાં કેટલીક કકોડી ખામીઓ જોવામાં આવે છે પણ તે સઘલું તેમની હાલત ધયાંનમાં લેતાં સેહેલથી દરગુજર થઈ શકે છે. ઉપલા બે ભાગો, આ ચોપાંનયાંમાં મુખય અગતના જણાય છે તે ઉપરાંત તરીજો ભાગ આતશની બાબદ ઉપર રોકેલો છે, જે તેમની "પુરાતમ આતસખાના"માં આપેલી વીગતો પછી તેમને મલેલી તદન નવીજ વીગતો છે. માણસ જાતને ધરમ પાલવાની અગતવાલો ચોથો ભાગ ઝાઝો દમ જેવો નથી, અગરજો એરવદ સાહેબ ચાહેતો તે બાબત ઉપર એવું એક જુદું ચોપાંનયું લખી શકે એવી વીસતરણ બાબદ છે, અને પાંચમાં ભાગને પરચુટણ નામ આપયું છે. પણ છેહલા બે ભાગ વગર આ ચોપાંનયું એટલું અગતનું થઈ પડયું છે કે ઉપલા બે ભાગો નહીં હતે તો આ ચોપાંનયાંની અગત ઓછી થતે નહીં. ફકત ચાર આનાની કીમત રાખી તેના કરતાએ પઈસા કમાવાના લોભ કરતાં પોતાના મહજબની સેવાનો વીચાર વધુ રાખેલો લાગે છે, અને અમો જાણીને ખુશી છીયે કે દીનદુસત જરથોસતીઓ તરફથી તેને ઘટતો આશરો મલે છે. દરેક જરથોશતીને અમારી ભલામણ છે કે પોતાના પેગંમબર અને મહજબની આ લાભક સતુતીનું પુસતક ખરીદવું એટલુંજ નહીં પણ પોતાની પાસે સંભાલવી જાલવી રાખવું, કે તેમને અભાણ જુદદીનો તરફથી થતા તેમના મહજબ ઉપરના ટીકા વેલાએ વીદવાન જુદદીનોની હીમાયત રજુ કરવાને બની આવે. જરથોસતી બાલકો માટે અમો આ ચોપાનયું વધુ જરૂરનું વીચારીએ છીએ. કેમકે આવું વાંચન તેના કુમલાં મગજ ઉપર ઠસવયાથી મુકતી ફોજવાલાઓ અને મીશનરીઓના ભમાવવા વીશેની તેમને માટે ધાસતી રેહેશે નહીં. નાનાં જરથોસતી બાલકોને ઈનામ આપવા લાયકની આટલી સસતી અને તોપણ આટલી કીમતી ચોપડી અમોએ જવલેજ જોઈ હશે. છેહલે એરવદ દાદાભાઈને પોતાના મહજબની આ સેવા માટે મુબારકબાદી ઈછતાં એક અથોરનાન તરીકે તેવણ પોતાની ફુરસદના વખતનો આવો

સારો ઉપયોગ કરે છે તે વીશે શાબાશી આપી અમો ઉમેદ રાખયે છીયે કે તેમના એ શુભ દાખલાની તેમના બીજા અથોરનાન ભાઈબંધો નકલ કરતાં શીખશે. શું આપણા ભણેલા એરવદ શાહેબો મધેથી, એરવદ જીવણજી જેવા ઉપયોગી ગરહસથ, એરવદ દાદાભાઈની આ આઈતી મેહેનતનો લાભ લેઈ, વધારે શુધરેલી ઢપે અસલ અંગરેજી ફકરાવો ભેગા કરી આ કીમતી સંગરહનો ઈંગરેજી તરજુમો બહાર પાડી નહીં શકે ? વગર શમજે જરથોશતી ધરમ ઉપર મુજાહેતમ કરનાર ઈંગરેજ મીશનરીયોને ચુપ કરવાને આ ચોપાંનયાંનો ઈંગરેજી તરજુમો વધારે ઉપયોગી થઈ પડશે.

મુંબઈના જામે જમશેદ—તા૦ ૮ મી એપરેલ ૧૮૮૯.

---

જરથોશતી ધરમની મોતેબરી—ગુલ અફશાનના કદના છપણ સફાની આ ચોપડી તેના બનાવનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી તરફથી મલી છે. જેવોએ પુરાતમ આતશખાના અને દાદગાહે નોશરવાંન ચોપડીઓ વાંચી હશે તેવો મી. દોરડીને તરત ઓલખી શકશે. અમારા પારશી વાંચનારાઓમાંથી જેઓ મી૦ દોરડીની આ ચોપડી વાંચશે તેઓ જરથોસતી ધરમ વીશે મોટા મોટા વીદવાંનોએ આપેલાં આ મતોથી હરખાયા વીના રેહેશે નહીં. મી૦ દોરડીએ આ ચોપડી લખતાં જે જે પુસતકોની મદદ લીધી છે, તેની ફકત ટીપજ આ ચોપડીનું ઉપયોગીપણું દેખાડી આપે છે. આ ચોપડીની કીમત ચાર આંના રાખી છે જે કીમતે ધોબીતલાવપર આવેલાં મુંબઈ વરતમાંન પરેસમાંથી મલશે.

ગુલ અફશાન—એપરેલ શને ૧૮૮૯.

---

“જરથોસતી ધરમની મોતેબરી” એ નામનો રેશાલો એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડીએ રચી પ્રગટ કરયો છે. તેમાં “પેગંમબર જરથોશત અને તેનો દીન વીશે જુદા જુદા વીદવાંનોએ આપેલાં મતો”નો સંગ્રહ જુદાં જુદાં પુસતકો ઉપરથી કરવામાં આવયો છે. તે મતો યુરોપીયન તેમજ મોહમેદન વગેરે લખનારાઓનાં પણ છે; અને પારકા ધરમવાલાઓએ પારશી ધરમ વીશે આપેલાં ઉચાં મતો, પારસી કોમનાં લોકો ગરૂરીસાથ વાંચશે. તેવાં છુટાં છુટાં મતો તેઓએ ઘણાં વાંચયા હશે પણ તેમનો સામટો જથો આપવાની કોશેશ આ પેહેલ વેહેલીજ છે. તેમ કરીને આ એરવદ સાહેબે પોતાની કોમની એક સેવા બજાવી છે, જેનો બદલો તેઓ તરફથી તેમને મલવાની હમો આશા રાખયે છીયે. એરવદ દાદાભાઈ એક સાધારણ મોબેદ છે; છતાં પોતાના બીજા ભાઈબંધોની પેઠે પોતાનો વખત નકામો ન કાહાડતાં આવાં ઉપયોગી કામો પાછલ રોકે છે તે બીજા મોબેદોએ નકલ કરવા જોગ છે. તેમની આ કોશેશ પેહેલ વેહેલીજ નથી. એની અગાઉ બે તરણ ચોપાનયાં તેઓએ બાહાર પાડયાં હતાં, જેઓમાં “પુરાતન આતશખાનાં” વીશેનો રેશાલો નોંધ કરવા જોગ છે. તેવણ કેલવણી પામેલા વરગના નથી, અને તેથી પોતાનાં લખાણો ગુજરાતી ભાશામાં પ્રગટ થયેલાં પુસતકો, ચોપાનયાંઓ અને પતરોને આધારે ઘણું કરી તેઓ કરે છે, જેથી સવભાવીક રીતે જે કાંઈ અપુરણતા રેહવી જોઈયે તે તેમાં દેખાય છે; પણ તેથી તેમને ઉતેજન ઓછું મલવું જોઈતું નથી. તેમના આ રેશાલામાં હજરત જરથોશત અને તેના ધરમની મોતેબરી વીશેનાં મતો જોડે, કેટલાક ફકરા તવારીખ રૂપી તેમજ કેટલાક મતભેદના પણ ભેલાયલા જોવામાં આવે છે, જે નહીં આવયા હોત તો ચાલી શકત. પારશીઓમાં ધરમ સંબધી જ્ઞાન વધારવાની હાલ કોશેશ થાય છે, તેને આ રેશાલાથી આડકતરી એક મદદ મલશે; અને તેટલા માટે તેઓમાં તેનો ફેલાવો થયલો જોવા હમો ઇછયે છીયે.

મુંબઈ સમાચાર—તા૦ ૪ મે ૧૮૮૯.

---

“જરથોસતી ધરમની મોતેબરી” નામનું મોટાં કદનું એક ચોપાંનયું એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડીએ બનાવી બાહેર પાડયું છે તેની પોંહોંચ કબુલ કરતાં તેના તરફ સંતોષ દેખાડયા વગર હમોને ચાલતું નથી એરવદ દાદાભાઈ એક મોબેદ અને મોબેદી પેશો કરનારા છે. તથા ઉંચી કેલવણીનો દાવો ધરાવતા નથી તોપણ પોતાની ફુરસતનો વખત પારસી ધરમ તથા સંસારના વાંચણોમાં રોકી તેઓમાંથી અગતના સાર ખેંચી પોતાના હમદીનોનો સેવામાં ધરતા આવયા છે. “પુરાતમ આતશખાના” વીશેનો તેમનો નીબંધ પારસીઓ માટે ખરેજ ઉપયોગી હતો અને હમો જાણીને ખુશી છએ કે તેની તરણ આવરતી કાહાડવા જેટલો આશરો પારશીઓ તરફથી તેમને મલીયો છે “જરથોસતી ધરમની મોતેબરી” વીશેનો તેમનો હાલનો નીબંધ પણ તેવોજ ઉપયોગી થઈ પડશે એવી આશા હમો રાખયે છીયે. એ નીબંધમાં જરથોશતી ધરમ તથા સત જરથોશત પેગંમબર વીશે ખરીસતી, મુસલમાન વગેરે જુદા જુદા લખનારાઓએ આપેલાં ઉચાં મતોનો સંગરહ કરવામાં આવેઓ છે, તે ઉપરાંત ધરમ પાલવાની અગત વીશે, આતશ વીશે તથા પરચુટણ બાબત વીશેનાં મતો પણ એકઠાં કરી આ ચોપાંનયાને કુલે પાંચ ભાગ અને બાવન સફામાં તેમણે પુરૂં કરયું છે. જરથોસતીઓ આ ચોપાંનયામાં સંખયાબંધ ઉતારા વાંચી મગન થયા વગર રેહેશે નહીં કે તેમની પવીતર દીન અને પાક પેગંમબર વીશે જુદદીન જેવાઓ પણ કેવા ઉતમ વીચારો આપી ગયા છે. એરવદ દાદાભાઈના ચોપાંનયાંમાં હંઈ તહીં કંઈ સમજ ફેરની ચુકો નજર પડે છે તોપણ તેઓએ લીધેલી મેહનત અને ઉપજાવેલાં પરીણામોની કીંમત તેથી ઓછી થઈ શકશે નહીં. પારસીઓને ઘટે છે કે આ ચોપાંનયાંની નકલો છુટથી ખરીદી એવા એક ઉલટમંદ અને મેહનતુ મોબેદ સાહેબને તેમની ભલી કોશેશમાં ઉતેજન આપવું.

યજદાં પરસત—તા૦ ૫ મી મે સને ૧૮૮૯.

---

“જરથોસતી ધરમની મોતેબરી” આ નામનું એક ચોપાંનયું તેના લખનાર એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડોની ઉલટ અને જેહમતને માટે તેમને મુબારકબાદી આપવા જોગ છે. જરથોસતીઓના પેગંમબર અને તેમના મજહબ વીશે જુદા જુદા યુરોપીયન આલમાંઓ જે કંઈ કહી ગયા છે તે સઘલું આ ગુજરાતી પુસતકમાં એરવદ દાદાભાઈએ ઉતારી લીધું છે એમાં

તેઓએ નવું કશું કીધું નથી, તેવણે જે જે ઉતારા કીધા છે તે ગુજરાતી દફતરોમાં અતીયાર આગમજના થઈ ચુકેલાં લખાંણો અને ઉતારાઓમાંથી તેવણે આ ચોપાંનયું બનાવી કાહાડયું છે પણ જે ઉલટ અને ઉમંગથી આ કામ થયું છે તે તરફ જોતાં આપણા એરવદ સાહેબની મેહેનત માન યુકત છે. અમે એ ગરહસથ શાથ અમારા વાંચનારાઓનો આગલ એકથી વધારે વાર પીછાન કરાવેલી છે—કેમકે આ કંઇ તેમનું પેહેલુંજ લખાણ નથી માટે આ વખતે વધુ લંબાંણ નહીં કરતાં એટલીજ ઉમેદ રાખીયે છીયે કે જે કામ એરવદ દાદાભાઈ દોરડીએ ગુજરાતીમાં બનાવયું છે તે કોઈ તેમનાં કરતાં વધારે ભણેલો અને અનુભવી પણ તેમના જેટલીજ ઉલટ અને ઉમંગવાલો ગ્રહસથ ઈંગરેજી ભાશામાં સંગ્રહ કરી પરગટ કરે. કોઇ છે એવો!

નુરે એલમ—જુન શને ૧૮૮૯.

---

જરથોસતી ધરમની મોતેબરી અથવા પેગંમબર જરથોશત અને તેની દીન વીશે જુદા જુદા વીદવાંનોએ આપેલાં—તેમાં ઉપલાં નામનું એક પુસતક આજ લાંબો વખત થયો અમોને મલી ચુકેલું હતુ; પણ વખતની કેતાઈ તેમજ અમારા પતરનાં નાનાં કદને લીધે તે આજ સુધી અમારે તયાં એમજ પડી રહયુ હતું. માટે તેની પહોંચ કબુલવામાં તેમજ અમારી તરફના તેના બાબમાં વીચારો જણાવવામાં જે ઢીલ થઈ છે તેને માટે ગ્રંથકરતા તરફથી અમો દરગુજર ચાહીએ છીયે. આ પુસતક જો કોઈ વારતા, નાટક, ગાયણ, કાહાની—કીસો, અથવા તો તેવું કંઈ દીલ રીઝવનારૂં હોત તો અમો ખાતરીથી માનીયે છીયે કે, તે આજના પારશી કુટુંબમાં હરખથી વંચાયું હોત, પણ તેમ નહીં હોવાથી હમો નથી માનતા કે તેવાજ હરખથી એ પુસતક વ ચાયું હોય.

જરથોશતી ધરમની મોતેબરીનું પુસતક એક જાતનો સંગ્રહ છે, જે સંગ્રહ રચવા ખાતર તેના કરતાને વરતમાન પતરોની ફાઈલો ઉપરાંત નહાના મોટાં ચોપાંનયાં અને ગ્રંથો મલી લગભગ ૧૦૦ પુસતકો ઉઠલાવવા પડયાં છે, જેની પાછલની મેહેનત તરફ જોતાં તેમજ તેનો કરતા એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી, કે જે એક ગરીબ પણ ઉમગી મોબેદ છે, તેની હાલત તરફ જોતાં ખચીત તે બીચારાને તેની મેહેનત, ખરચ અને તેના વખતના ભોગને અછો બદલો મલતો ઘટે છે. એરવદ દાદાભાઈ એક સાધારણ મોબેદીનુ કામ કરનાર અથોર મોબેદ છે. નથી તેમનામાં કશુ ઈંગરેજીનુ યા બીજી ભાસાનુ જ્ઞાન તે છતાં તેમનો સોખ અને લાગણી તેમજ ખંત નદન જુદીજ તરાહના છે. ગોયા પારશી ધરમના જુના પુસતકોના આજ કેટલુક થયુ તેવણ કીડાજ થઈ પડેલા જણાય છે, અને જુ મીશાલ તેવણ તેની પાછલ લાગી રહેલા જણાય છે. હમો કહીએ છીયે કે-જો તેઓ વીદયા અભયાસમાં આગલ વધેલા હોત તો પારશીઓ વચે એક ફીલસુફનો દાવો ધરાવી શકત. આગલા વરશમાં તેમણે "પુરાતમ આતસખાનાઓ" નામનો એક રેશાલો બાહાર પાડયો હતો તે તેમજ આ હાલનુ પુસતક તેમના અભયાસની તેમજ તેમની મન અથવા યાદદાસ શકતીનો અછી ગુવાહી આપે છે. પોતાના ગરીબ ઘરનું પોતાના ધંધામાંથી ગુજરાંણ કરવા ઉપરાંત ફુરસદને વખતે સેંકડો જાતના તહરેવાર જાતના પુસતકોની ખોલ કરવી, તેમાંથી અગતીયની બાબદો ચુટી કાહાડવી, તેને એબારતમાં ગોઠવવો એ ખચીત ભારે મેહેનતનુ કામ છે, અને તેવું એક બીકટ કામ એક મોબેદ જેવો ટુક કેલવણીના ભંડોળ વાલો ગરીબ માણસ બજાવી દેખાડે એ ખચીત આજના આપણા વીદવાંન દશતુરો, કેલવાયલા મોબેદો, અને ઊંચે દરજજેના કેલવણી લીધેલા પારશીઓને ઘણુજ શરમાવનારૂ છે. આજના દસતુરો ખાલી તરજુમાઓ કરવામાં વખત કાઢે. આજના મોબેદો કેલવાણી લઈ બાપીકો ધંધો તજી દેય, અને આજના બેહેદીનો વીધયા અભયાસ કરી નાટકો, ગાયણો, કાહાણી—કીસ્સાઓ અને એવાંજ મોજ સોખ અને દીલ રીઝાંવનારાં પુસતકો રચવામાં પોતાની સકતી બરબાદ કરે છે, તેમજ આજના પારશીઓ વીધવાનોમાં તેમજ જાહેર લખનારાઓમાં ખપવા છતાં આગલ રહી પોતાના ધરમની બરબાદી કરવા નીકલે છે, ધરમ પુસતકોને ખોટાં પાડવાની હામ ભીડે છે, અને છેવટે અવસતા ભાશાની બરબાદી કરવાને મેદાન પડે છે તેવા સખશો માટે એરવદ દાદાભાઈનો દાખલો તેઓની પોઠ ઉપર એક મજબુત ચીમકી છે.

જો આજના દશતુરો, મોબેદો, અને વીધવાનમાં ખપતા બેહેદીન શાહેબો એરવદ દાદાભાઈ જેટલીજ લાગણી, ઉલટ અને ખંત ધરાવતા હોય તો આજે પારશીઓ સેહેલાઈથી પોતાની કીરતી વધારી શકે; પણ તેમ નહીં તો તેઓ માતર એરવદ દાદાભાઈનું આ પુસતકજ વાંચે તો તેનાંથી પણ તેઓ પોતાને અનેક જાતના લાભો કરી શકે, પોતે નહીં જાણતી બાબદો જાણી શકે તથા પોતાના ધરમ તરફની લાગણીમાં વધારો કરી શકે.

એરવદ સાહેબની આ પુસતકની રચના તેમજ તેની સારી છપાઈ તરફ જોતાં તેમાં જે કેટલીક વાકય રચનાની ભુલો જોવામાં આવે છે તે તો એ એરવદ સાહેબની હાલત જોતાં માફ થઈ શકે એવી ભુલ જે; તોપણ જો થોડીક વધુ મેહનતે તે ભુલ સુધારવામાં આવી હોત તો લખનારને વધારે જેબ આપત; તોપણ અમારે કબુલ કરવું જોઈએ કે અમારી યાદદાસત પ્રમાણે તેમના આગલાં લખાંણો કરતાં આ લખાણની ભાશા વધારે સરસ છે. અમે ઉમેદ રાખીએ છીયે કે તેમના હવે પછીના લખાંણમાં આપણ એથી સરસ ભાશા જોઈશુ. આજકાલ પુસતકોનો ખરો સાણગાર તેની ભાશા ગણાય છે. એકવાર ગ્રંથ કરતાનો ઉપકાર માનાં, આ બાબદની શેવટે ઈછીએ છીયે કે એરવદ સાહેબ પોતાની એવી કોશેશો ચાલુ રાખતા રહી પારશી ધરમ ઉપર સદા વધુ અને વધુ અજવાલુ પાડતા રહે, અને તે કામને માટે અશો અહુરમજદ સદા તેમની મદદે રહે એવી અમારો દુવા તેમને આમીન થાઓ!

ભરૂચ સમાચાર—તા૦ ૪ થી જુલાઈ શને ૧૮૮૯.

---

જરથોસતી ધરમની મોતેબરી—એના કરતા એરવદ દાદાભાઈ ખરશેદજી દોરડી તરફથી અભીપ્રાય અરથે મલી છે. આજ કાલ મોબેદોની સ્થીતી લગાર લચકાતી જાય છે તેવા વખતના એક મોબેદને આવી ઉલટ બતાવતાં જોઈ બહુ ખુશી ઉતપેન થાય છે. એમાં સેકડો ફીલશુફીના—અને તેબી પારકા ધરમવાલાઓનાં—મતનો સંગ્રહ કરયો છે. જેમાં જરથોસ્ત અને તેની દીનની બાબજા તારીફ છે. પણ એરવદ સાહેબે હીંદુ લખનારાઓના શા માટે મત લીધા નથી. નરમદાશંકર, મધુ-

શાહાસ વગેરે અચ્છા વીદવાનો સારાં મતો આપી ગયા છે તે નામગદય વગેરે કેતાબોમાંથી મળી આવશે. સંગ્રહ કરતાનો ઉદેશ એવો છે કે જે આજનાં જવાંનયાંઓ પોતાના ધરમઉપરથી યકીન ઉઠાડી પારકા ધરમ ઉપર આશા રાખવાને લલચાએ છે, તેઓને પારકા ધરમવાળાઓજ પોતાના જરથોસતની દીન વીસે શુ બોધ આપે છે તેજ સમજાવવુ. પણ અફસોસ કરવા જોગ છે કે કરતાની આકાંક્ષા તે પ્રમાણે ફળીભુત થતી નથી. એ એરવદ સાહેબે બીજા કેટલાક નીબધો બાહાર પાડી પોતાના શુભાશાનુ પરીણામ પ્રદરશીત કરી આપયુ છે.

આનંદી—મે શને ૧૮૯૦.

---

"જરથોસ્તી ધરમની મોતેબરા" આપણી પવીત્ર જરથોસ્તી દીન અને આપણા બરહુદ પેગમબર જરથોસત વીશે જુદા જુદા વીધવાનોએ જે મતો આપેલાં છે તે મતો જુદાં જુદાં પુસતકો ઉપરથી સંગ્રહ કરીને એરવદ દાદાભાઇ ખરશેદજી દારકીએ પ્રગટ કીધાં છે. આ ઉલટમંદ એરવદ જો કે અંગરેજી ભાશાનુ જ્ઞાન ધરાવતા નથી તો પણ પોતાનો ફુરસદનો વતખ આવી શોધો ઉપર રોકીને ગુજરાતી પુસતકો, ચોપાનયાંઓ વીગેરે ખોલીને તેમાંથી જે મલી આવે છે તેનો આ મુજબ એકંદર સંગ્રહ કરીને તે પ્રસીધ્ધ કરે છે કે એ ખચીત તારીફ લાયક છે. એજ મુજબ એરવદ દારકીએ આગલ "પુરાતમ આતશખાંનાઓ" નામનું એક ચોપાનીયુ પ્રગટ કીધુ હતુ અને વલી આ બાજી ફોરોમાં તેઓએ જુદાં જુદાં વીદવાનોએ આપણા મહજબ તથા પેગમબર વીશે જે મતો આપેલાં છે તેનો સગ્રહ કરીને તે એકઠો પ્રગટ કીધો છે. જે સંગરહ ખચીત દરેક જરથોસતી હોશ સાથે વાંચશે. જુદે જુદે ઠેકાણે છુટી છવાઇ નોંધો જે થઇ હતી તેનો એકદર સંગ્રહ એકી વખતે વાંચતા તેની અસર વધારે થાય છે. આ ચોપડીની કીમત ફકત ચાર આના છે અને તે ખરીદવા લાયક છે.

જ્ઞાન વરધક—જુન શને ૧૮૯૦

---

## આ ચોપાનીઆની પેહેલો નકલ ખરીદ કરનારા સાહેબોની નામની ટીપ.

| | નકલ. |
|---|---|
| દસતુરજી શાહેબ ડાકટર જામાસપજી મીનોચેરજી જામાસપઆસાના ... ... | ૧૬ |
| શેઠ નોસરવાનજી માંણેકજી પીટીટ ... ... ... ... ... ... | ૧૦૦ |
| ખાંન બાહાદુર શેઠ નવરોજી માંણેકજી ઓરી (મરૂ) ... ... ... ... | ૧૦૦ |
| શેઠ ફરામજી દીનશાહજી પીટીટ ... ... .. ... ... ... | ૫૦ |
| શેઠ કાવસજી દીનશાહજી એડીનવાલા ... ... ... ... ... ... | ૫૦ |
| શેઠ દીનશાહજી હોરમસજી શોપારીવાલા ... ... ... ... ... | ૪૦ |
| શેઠ સોરાબજી સાપુરજી બંગાલી સી. આઇ. ઈ. ... ... ... ... | ૨૫ |
| શેઠ બમનજી દીનશાહજી પીટીટ ... ... ... ... ... ... | ૨૫ |
| શેઠ કાવસજી દાદાભાઇ દુબાસ ... ... ... ... ... ... | ૨૫ |
| શેઠ દાદાભાઈ રાનજીભાઇ કરનજીઆ... ... ... ... ... ... | ૨૫ |
| સર જમશેદજી જીજીભાઇ તરાનસલેસન ફંડમાંથી ... ... ... | ૨૦ |
| શેઠ રૂસતમજી ડોસાભાઇ શેઠનાં ... ... ... ... ... ... | ૨૦ |
| શેઠ ધનજીભાઇ બેહેરામજી મેહેતા (કલકતા) ... ... ... ... ... | ૧૫ |
| શેઠ શાપુરજી બેહેરામજી કારતક ... ... ... ... ... ... | ૧૦ |
| શેઠ પાલનજી નવરોજી પાવરી ... ... ... ... ... ... | ૮ |
| મુલનાં ફીરોજ મદરેશાનાં ફંડમાંથી... ... ... ... ... ... | ૬ |

વગેરે વગેરે વગેરે વગેરે